શ્રી

ભકતરાજ

# અંબરીષ નાટકનાં

## ગાયનો.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

## મુળજી આશારામ ઓઝા.

( મોરબી આ૦ સુ૦ નાટક કંપનીના માલેક. )

**આવૃતિ ચોથી** ( નકલ ૧૦૦૦૦ )

ગ્રંથ સ્વામિત્વના સર્વ હક્ક પ્રસિદ્ધ કરનારે રજીષ્ટર નોંધાવી સ્વાધીન રાખ્યા છે. માટે તેની રજા વિના કોઇએ છપાવવું કે ભજવવું નહિ.

**શ્રી મહેશ મુદ્રાલય—સુરત.**

સંવત ૧૯૬૫. સને ૧૯૦૯.

**કિંમત બે આના.**

અંબરીષ નાટકનાં ગાયનો

2537

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

શ્રી.

## વિજ્ઞપ્તિ.

આ નાટક મારી કંપનીના પ્રખ્યાત એકટર **મી૦ શંકર માધવજી** ભટે બહુ શ્રમથી રચેલું છે. તો આશા છે કે પ્રેક્ષકો તેને યોગ્ય ન્યાય આપશો.

મુળજી આશારામ ઓઝા.
મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના માલેક.

૨૬૩૭

ॐ

॥ श्रीपरमात्मने नमः ॥

## ભક્તરાજ અંબરીષ નાટકનાં મુખ્ય પાત્રો.

**શ્રી કૃષ્ણ**—( વિષ્ણુ ભગવાન ) જગ પાલક ઇશ્વર.

**અંબરીશ**—અવધપુરનો કુમાર શ્રીકૃષ્ણ પરમાત્માનો પરમ ભક્ત.

**મલંગ**—અંબરીશનો ઓરમાન ભાઇ.

**નાભાગ**—અવધપુરનો રાજા, અંબરીશનો પિતા.

**નારદ**—ત્રિકાળદર્શી મુનિ, અંબરીશના સદ્‌ગુરૂ.

**શારદ**—નારદ મુનિનો સંગી અને ઘંટાકરણનો પૂર્વ જન્મનો મિત્ર.

**દુર્વાસા મુની**—મહાન તપસ્વી.

**ઘંટાકરણ**—અવધપુરનો અધમ વેપારી.

**મફતીયો** }
**અમથુડો** } —ઘંટાકરણના દીકરા.

**પુર્ણાનંદ**—શાસ્ત્રી અને અંબરીશનો સંગી.

**ખટીપો** }
**ઠઠો** } —મલંગભાના સંગી.

## સ્ત્રી પાત્રો.

**કમળા** —ઉમરાવતીની રાજ કન્યા અને અંબરીશની ધર્મ પત્નિ.
**માલતી** —કમળાની દાસી.
**સુકેશી**—મલંગભાની સ્ત્રી.
**ચંદ્રકળા**—નાભાગ રાજાની રાણી, મલંગભાની જનેતા.
**શેઠાણી**—ઘંટાકરણની સ્ત્રી.
**ચતુરાં**—મફતીઆની સ્ત્રી.
ઇંદ્ર, અપ્સરાઓ, દાસ, દાસીયો–સાધુ મંડળ પ્રજા જન વિગેરે.

---

## ભકતરાજ અંબરીશ નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

---

**શ્રીમદ્‌ભાગવતમાં શ્રીકૃષ્ણ રૂક્ષ્મણીના પરમ ભક્ત અંબરીશ રાજા અને દુર્વાસા મુનિની કથા પ્રસિદ્ધ છે, તેમાં સમયાનુસાર વધારો કરી આ નાટક રચવામાં આવ્યું છે.**

**પ્રારંભમાં મંગળાચરણ અને વસ્તુ વિવેચન થાય છે.**

૧ અવધપુરના કુંવર અંબરીશ પોતાના ઇષ્ટ કૃષ્ણ પરમાત્માની સેવા કરતાં હીંડોળામાં ઝુલાવે છે. ત્યાં તેના પિતા નાભાગ રાજા

અને ઓરમાન ભાઇ મલંગભા આવે છે, બન્ને કુમારો સરખી ઉમ્મરના હોવાથી પ્રજા જેને વધુ મતે પસંદ કરે, તેને ભવિષ્યમાં નારદ મુનિની સંમત્તિથી મહારાજ નીમવા ઠરાવે છે.

૨ મલંગભા પ્રજાની સ્ત્રીઓના મત મેળવવાની પેરવી કરે છે, અને દુર્વાસા મુનિને ભક્ત વિરૂદ્ધ ઉશ્કેરે છે, ભક્ત પાસેથી રાજગાદીના હકનું વચન લે છે.

૩ કમળા (ઉમરાવતીની રાજ કન્યા) ભકતરાજ અંબરીશને વરવા શ્રી વિષ્ણુની ઉપાસના કરે છે. ત્યાં દેવર્ષી નારદ મુની આવી વિષ્ણુનાં દર્શન કરાવે છે. વિષ્ણુ ઇચ્છિત વરદાન આપી અંતરધ્યાન થાય છે, કમળા માત પિતાની સંમતિથી પ્રધાન સાથે પુરૂષ પોશાકે ભકતરાજની વૃત્તિ જાણવા જાય છે.

૪ ઘંટાકરણ નામનો નાસ્તિક શેઠીયો—ખોટા ડોળથી લોકોને ઠગે છે. ત્યાં નારદ અને શારદ આવી સદ્બોધ આપે છે.

૫ દુષ્કાળથી પિડાતી ગરીબ પ્રજાને અનાજના કોઠાર ભકતરાજ લુંટાવી દે છે, અને પ્રભુ કૃપાથી તે પાછો ભરાઇ જાય છે.

૬ દુર્વાસા મુનિ અને ભક્તરાજ અંબરીશ વચ્ચે તપ અને ભક્તિ વિષે સંવાદ થતાં દુર્વાસા મુની ક્રોધાયમાન થઇ ભક્તિને કનિષ્ટ ઠરાવવાની પ્રતિજ્ઞા લઇ ચાલ્યા જાય છે.

૭ મલંગભા અને તેની રાણી સુકેશીએ પ્રજા જનની સ્ત્રીઓનો મત મેળવવા ભરેલો સ્ત્રી સમાજ, તેમાં મલંગભાનું પોકળ રાજા પાસે ફુટે છે.

૮ વિષ્ણુના વરદાન અનુસાર—અંબરીશ સ્વપ્નાવસ્થામાં કમળા સાથે પરણે છે, ત્યાં પુરૂષ વેશે કમળાનું આવવું, અને વિવાહનું નક્કી કરવું.

૯ ઠગમૂર્તિ ઘંટાકરણના દેવાળાનું ફારસ. શારદનું પરોપકાર બુદ્ધિથી ઘંટાકરણ રૂપે બદલાવું.

૧૦ કમળા અને સુકેશીની લગ્ન પછીની મુલાકાત. સતિત્વ વિષે વિવાદ થતાં સુકેશી કમળાનું પારખું જોવા નિશ્ચય કરે છે.

૧૧ કમળા અને ભક્તરાજ અંબરીશનો અચાનક મેળાપ.

---

## અંક બીજો.

૧ નારદ મુનિના શુભ વિચારો.

૨ નાભાગ રાજાની કચેરીમાં નાદાર ઘંટાકરણનો ન્યાય થતાં દેશપારની શિક્ષા થાય છે. રાજાની વાનપ્રસ્થની ઇચ્છા, અને અંબરીશની અડગ ટેક, મલંગભાને સત્સંગ કરવાને મળેલી મુદત.

૩ દેશપાર થએલ ઘંટાકરણને શારદ ભકિત કરવાનું વચન લઇ છોડાવે છે, મલંગભા ભક્તિનો ઢોંગ કરી, ભક્તરાજનું કાસળ કાઢવા યોજના કરે છે, સુકેશી કમળાનું પારખું લેવા મલંગભાને યોજે છે.

૪ કમળાને સુકેશી તરફથી—ભક્તરાજ અંબરીશના મરણના ખોટા ખબર મળે છે, કમળા પ્રાણત્યાગ કરે છે, ભક્તરાજ આવી શ્રીકૃષ્ણની સ્તુતિ કરી કમળાને સજીવન કરે છે.

૫ દુર્વાસા મુનિ, તપોબળથી ઇંદ્ર તથા અપ્સરાઓને બોલાવી, અંબરીશને ચલિત કરવા મોકલે છે, તે ચલિત ન થાય તો શિયળનું દાન માગી લેવા ઇંદ્રને આજ્ઞા કરે છે.

૬ ભકતરાજ અંબરીશ ચલાયમાન નહિ થવાથી ઇંદ્ર બ્રાહ્મણ વેશે તેના શિયળને દાનમાં માગી લે છે. શિયળના મહિમાનો ચમત્કાર—અને વિષ્ણુનું પ્રગટ થવું.

૭ ઘંટાકરણની દુઃખી વૃદ્ધાવસ્થા, શઠતા, તૃષ્ણા અને મરણ.

૮ મલંગભાના પ્રપંચી મુકિત મંદિરમાં અંબરીશ તથા ભકત મંડળનું ફસાવું, અને પરમાત્માએ કરેલો બચાવ, મલંગભાનું મરણ--ખાડો ખોદે તે પડે.

૯ સુકેશીની દુઃખદ સ્થિતી. મલંગભાની અસદ્ ગતિનો દેખાવ.

૧૦ નાભાગનું રાણી સહીત વનમાં જવું. અંબરીશને પટ્ટાભિષેક અને નારદજીનો સદ્ ઉપદેશ.

---

## અંક ત્રીજો.

૧ ભુત થએલ મલંગભાના કારણથી. સુકેશીના મહેલને આગ લાગે છે, કમળા સુકેશીને બચાવવા આગમાં જાય છે, ભકત-રાજ અંબરીશ પ્રભુ પ્રાર્થનાથી સહુનો બચાવ કરે છે, અને મલંગભાની સદ્દગતિ કરે છે.

૨ ભગવત ભજનવિના ઘંટાકરણનું શ્વાનરૂપે થવું, પરોપકારી નારદ શારદનું તેનાથી કાયર થવું. અનીતિના ધનનું અનીતિએ જવું.

૩ દુર્વાસા મુની દ્વાદશીના પારણા કરવા અંબરીશના અતિથી થઇ આવે છે ત્યાં અતિથી સત્કારમાં દોષ શોધી કૃત્યાનળ, [અગ્નિ-જવાલા] ભકતને ભસ્મ કરવા ઉત્પન્ન કરે છે ત્યાં વિશ્ણુ ભગવાનનું આયુદ્ધ સુદર્શન ચક્ર દુર્વાસાને બાળવા પાછળ થાય છે.

૪ દુર્વાસા મુની બ્રહ્મલોકમાં બ્રહ્માજી, કૈલાસમાં શિવજી, તથા વૈકુંઠમાં વિશ્ણુ ભગવાન પાસે જાય છે પરંતુ કોઇ સુદર્શનને પાછું વાળતા નથી. છેવટ અંબરીષ પાસે જવાની વિશ્ણુ દુર્વાસાને આજ્ઞા કરે છે.

૫ અંબરીષના સંકલ્પથી સુદર્શનનું પાછું ફરવું, મુનીનું મુક્ત થવું, વિશ્ણુ ભગવાનનું પ્રગટ થવું, અંબરીશ ને કમળાનું વૈકુંઠમાં જવું, ભકિત વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



## ભકતરાજ

# અંબરીશ નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.

### ૐ શ્રી

૧

### મંગળાચરણ.

**સુત્રધાર**—ૐ શ્રીયુત્ ગણપતિ આવો, આવો, સહુ વિઘ્ન સમાવો:
રસદાયક વિધ વિધ મંગલ ભાવો ઉપજાવો લ્યો યશ લ્હાવો. ૐ
સમરી શ્રી નરહરી અંબરીપ ગયા તરી.
ભક્ત શિરોમણી સંગ કમળા નાર,
મુની તામસી દુર્વાસા લજાવો ગજાવો:
સંત હરિજન ટેક નેકનિત નિભાવો,
અમારો તમપર દાવો. ૐ શ્રીયુત.

૨

અજર અમર ઇશ આશરે, અમર થયા અંબરીપ:
દુર્વાસા આદીરીપુ જીત્યા જપિ જગદીશ.

૩

**અંબરીષ**—શ્રીપતિ ઝુલે ગોપાલ હીંડોળે આજ. શ્રી૦
ફૂલ હીંડોળો ફૂલના સ્થંભા,

ફૂલમય દોરી રસાલ;
ફૂલનહાર ફૂલે ભર્યા ગજરા;
ફૂલી રહ્યા શ્રી કૃપાલ. હીંડોળે.
કૃષ્ન કનૈયા પ્રેમે ઝુલાવું.
ઝુલે તમવડે બ્રહ્માંડ;
ગિરીધરલાલ પ્રભુ મન ગમતા,
ઉપજે અધિક વ્હાલ. હીંડોળે.

**ભકતમંડળ—** ૪

ભકિત નવધા અમને વ્હાલી દેજો દીન દયાળારે,
શરણે રાખો સંકટ હરજો, દામોદર દ્વારકાંવાળારે.
શ્રવણે પરિક્ષતજી તર્યા, કીર્તનથી શુકદેવ;
સ્મરણવડે પ્રહ્લાદજી, લક્ષ્મિજી પદસેવ;
છાપજો અંતર એવી છાપો સુંદર છેલ છોગાળારે. ભકિત.
અભિવંદને અક્રુરજી, પૂજનથી પૃથુરાય;
દાસભાવે હનુમાનજી, અરજુન સખા ગણાય;
ઐશ્વર્ય અમને એવું અર્પો, રમાપતિ રૂપાળારે. ભકિત.
આત્મ નિવેદનથી બળી, ફળી ગયા હરિરૂપ;
ગળી ગયા નિજ રૂપમાં, ભાવિક ભકત અનુપ;
અંતરે અમને એવા આવે પ્રિતે પ્રેમ ઉછાળારે. ભકિત.

૫

**મલંગ—**ચંપા તું મારી દિલજાન વાહ વાહ.
**કુસુમ** કળી કુરબાન, વાહ વાહ.

૨૬૩૭.



ચંદ્ર વદની છો, ભરી મદની છો.
ઝરી રસની ગુલતાન. વાહ વાહ. ચંપા.

ચંપા—શાણા ચતૂર સુજાણ વાહ વાહ.
કરી પ્રીતિ પીછાણ. વાહ વાહ.

ગુલાબ—ગુલાબપરી હું,

મલંગ—છૂપી છરી છું,

ગુલાબ—ગળે લગાવે ગુણવાન. વાહ વાહ. ચંપા.

૬

અંબરીષ—કૃષ્ણ નામ લેતાં કાંઇ નથી દામ દેવું,
કૃષ્ણ સ્પર્શમણી ગૃહી અમૂલ્ય સુખ લેવું. કૃષ્ણ.
ત્રિલોકીનાં તત્વ રૂપ, કૃષ્ણ સ્વરૂપ ગૃહેવું,
ભક્તિ સુધાપાન કરી, નિત્ય ત્રપ્ત રહેવું. કૃષ્ણ.
રાગ દ્વેષ તજી સજી, સર્વાત્મ ભાવે વહેવું,
ગુરૂ કૃપાએ સમજી, સદા કૃષ્ણ શરણ રહેવું કૃષ્ણ.

૭

મલંગ—કર તું તૈયારી કર તું તૈયારી,
ગાદી હવે મારી, નાં રહી સૈયારી,
બંદા બિહારી, કેવી હુંશિયારી. કરતુ.

બુટીયો—દીધા વિસારી,

**મલંગ**—કરૂં કારભારી,

**બુઠીયો**—જોડી મળી સારી.

**મલંગ**—શત્રુની ખુવારી, જામ્યો રૂડો રંગ, સોનામાં જડયું નંગ.

**બુટીયો**—કદી થાશે વચન ભંગ, ભગતડાના સ્યા ઢંગ.

**મલંગ**—સભાની તૈયારી, રાખવી વિચારી;
નગરની નારી બોલાવે મુજ પ્યારી. કરવું.

**સખીયો**— ૮

બેની વસુંધરા તપતી છે આજ,
જપતી મેઘની માળા,
એ જપતાં હૃદયે વાધ્યો પ્રેમ,
કરમાં ધરી વરમાળા.
વાલીડી પણ લઇ, બેઠી ઇચ્છાવર વરવા.
નારદ વચને અનુસરવા આજ. જપતી.
સદગુણી શાણી ભાવે, ભક્તિ નિત્ય કરતી,
ભયભૂખ તરસ નવ ધરતી આજ. જપતી.

**નારદ**— ૯

ઘટ ઘટ ભાળું સંભાળું ઘનસ્યામ
આકાશે શશિ સૂરજ તારા, ભાસે ન ભિન્ન કોઇ ધામ.
ઘટ ઘટ.

સચ્ચિદાનંદ મંગલમય મુર્તિ
ગમતું ગોવીંદ પ્રીય નામ. ઘટ ઘટ.

કમળા— ૧૦

સૌથી સુંદર છે મારો નાથ–મારો નાથ–મારો નાથરે.
ભકત મણીએ દાસ કૃષ્ણનાજી
ગુણસાગર એ–નટવર નાગર
મોહી અમર વરને સોંપ્યો હાથ. (૩) રે–ભકત૦
વરવાને મન નાભાગનો તન,
સંસારે કરીશું એનો સાથ. (૩) રે–ભકત૦

કમળા— ૧૧

મોહનજીને મળવા તલપે મારૂં ચિત્ત રે,
પ્રેમની આંખો, પ્રેમની પાંખો.
પ્રેમનાં ગાઉં મુખે ગીત રે–મોહનજી.
સાગર સંગે, સરિતા ઉમંગે
મળવા દોડે ધરી પ્રીતરે–મોહનજી.
પ્રેમે મળશું, જ્ઞાનમાં ગળશું,
વ્હેલા વળી શું ત્યાં ખચિત્તરે–મોહનજી.

**અંબરીષ—** ૧૨

ગોવિંદ તારા ગુણ શ્યા—શ્યા ગાઉં
હોજીરે સાગર ગુણ ભરીયો, રેજી.
નવસેં નવાણું પુર્યાં નવાં નવાં ચીર વ્હાલા
દ્રૌપદીની વ્હારે ચટ ચડીયો. હોજીરે૦
ઇન્દ્રે કોપીને વૃષ્ટિ, વ્રજમાં કીધી ત્યારે
ટચલી આંગળીએ, ગિરીવર ધરીયો. હોજીરે૦
કણના કોઠાર ભરીયા, લૂંટયા રંકે આ ઘડીરે
બમણા કણ નિધી ક્ષણમાં કરીયો. હોજીરે૦

**અંબરીષ—** ૧૩

ભકિત રસાયન ખાઉં, અંતે અમર થઇ જાઉં;
પાળું પ્રથમ શીયળ વ્રત પ્રિતે પિવું રસામૃત. ભકિત૦
પાળી સદ્‌ગુણો ટાળી દુર્ગુણો,
અંતર કરૂં જળ જમના જેવું,
સરલ પટે ઇશ પદમાં વ્હેવું,
પ્રેમ પ્રગટાવી ઉર હરિ સમીપ ધાઉં. ભકિત૦

**અંબરીષ—** ૧૪

ભકિત સર્વોત્તમ સાધન મોટું સરળ સિદ્ધ મહાદેવી;
અંતરનું અભિમાન ગાળતી, ગણી ઉત્તમ મેં સેવી.
અવર નથી કાંઇ એવું, સાધન હરી મળવા જેવું.

**દુર્વાસા—**

પ્રથમ પગથિયું પામર માટે, તપ આગળ એ તુચ્છ,

પ્રગટ પારખું બતાવું ત્યારે, દુર્વાસા મુખ મુચ્છ,
તપસત્તા જોજે મારી, વૃથા કરૂં ભક્તિ તારી.

**અંબરીષ**— ૧૫

જેને હૃદય રમે રામ, ભય તેને ન ભાસે.
સૂર્ય પ્રકાશિત થતાં અંધકાર નાસે, જેને.
અમૃતરસ પ્યાલો પીતા, જરા મરણથી તે ન બિહતા
સંકટ સિયાળ ના થઈ ચિન્તા વિચરે ભવ પ્રવાસે. જેને.
શ્રેય સદા શ્રીહરિ કરે, ભક્ત ચિંતા શાહને ધરે:
શરણ થઈ નિડર ફરે, હિંમતથી હુલાસે. જેને.

**સ્ત્રીસમાજ**— ૧૬

રૂડો મળ્યો સ્ત્રીઓનો સમાજ
મલંગ બાના રાણી ગુંજશોભા,
શોભે રૂડાં આજ. રૂડો.
સ્ત્રીપદ નીચું ઉંચું કરીશું,
પુરૂષ પ્રમાણે હક ધરીશું.
કામ ન ઘરના કરીશું. અબળા થઈશું પ્રબળા. રૂડો

**કમળા**— ૧૭

પ્રિતિ બાંધી અમે હરિજનથી,
હરિજનથીરે આ દી નથીરે શુદ્ધ મનથીરે. પ્રીતી.

જેની આજ લગી જપતા માળા;
મળ્યા ચતુર ચિંત્વનથીરે. પ્રીતી.

**અંબરીષ**—વિવેક ઘટે નહીં વ્હાલામાં,
શોભીએ આપ સજ્જનથીરે, પ્રીતી.
નેન ચેન તમ પ્રેમીજ પુરા,
ઝરે કિરણ શા વદનથીરે. પ્રીતી.

**કમળા**—કુમુદ દિનકરથી કરમાતું,
ખિલે ચંદ્રજીવનથીરે. પ્રીતી.

**શારદ**— ૧૮

જાદુથી ભુલાવે છે આ ભાન, નટખટ બહુ રૂપી છે શેતાન, જાદુ

**શેઠાણી**—લુંટારો છે કે ઠગારો કોઇ મોત વિણ મરવા આવ્યો નાદાન.

**ઘંટાકરણ**—ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો,
જોઇ એનું રૂપ માગે જીવડો જાતો.

(અલીએ હું આનો બાપ છું શુદ્ધ બાપ, તારો વર ઠીક કહું છું કે આનું અદીઠ કર.)

**શેઠાણી**—જાને રોયા ઘરબારો જા, વહુ તારી મા, ખડ મુખ ખા,
લાજી મર.

**ઘંટાકરણ**—આપણે ઇજતથી રહીએ, બાપુડી આવું ના કહીએ,

**શારદ**—દૂર હઠ પાજી છોડ પતરાજી.

**ઘંટાકરણ**—ઠીક, ઠીક, ઠીક.
**શેઠાણી**—વારે મારા ઘુઘરાળા લટકાળા ચટકાળા વ્હાલા વાલમજી,
**મફતીયો**—ડોકલું ઝાલજે અમથુડા આનું જઇ
ગરદન મારીયે મ્હોમાં ડુચો દઇ,
**ઘંટાકરણ**—ફટ ફટ છોકરા.
**મફતીયો**—જા ઠગ ડોકરા.
**ઘંટાકરણ**—મુક ડોક મારી કહું છું ગઇ ભાંગી.
**મફતીયો**—લ્હાવો લીયો શેઠ મોં માંગી. લે, લે, લે.
**શેઠાણી**—ચાલો મફતીયા અમથુડા એને જવા દીઓ
એ નવતર હેવાન. જાદુથી.

**મલંગ**— ૧૯

ઘેરાંથી મારી ગઇ બાજી બગડી (૨)
કાન્તાનું કટક, લટક, મટક, રાખી ન ખટક ખરી, મારી ગઇ.
મારી પ્રતિત ગઇ ખચીત રહી ચિત ચટપટ,
ઘણી કરી ખટપટ, નર નફટ ઠરી, શું કરવું;
હવે કેમ મળશે રાજ, હાય (૩) મારી ગઇ.

૨૦

**સુકેશી**—જોશું જોશું સતિ તું કેવી નાર— હાંહાંરે

ગરવ બહુ કરતી ના ડરતી,
રાખ્યો ન વકર તલભાર.— હાંહાંરે
છળ બળ કળ બળ કરીને હું તારા
વાળું પાછા ઉદગાર, મોમાંરે તારા—
ઉતરશે તારાં માન મદ એકવાર
ખુવાર કરૂં ખુવાર, ગરવ બહુ—

૨૧

કમળા—હરી પ્રેમ પય, લાવી છું નાથ હાથ ધરજો,
ભાવ ધરી, ભેગો હરી, હું કિંકરી લાવીરે.
ના વિસરી, જાશો હરી, ટેક ખરી છેક. હરી.
ગોવિંદ વીણ ગોપી જેમ વેલડી,
તેમ હરિ પ્રેમ ભરી વિયોગી વેલડી.
છું બિહારી હું તમારી, લ્યો સંભાળી આ ઘડી નેક. હરી.
પય લાવી હું પ્રીતથી, હરિ લ્યો હાથો હાથ,
ભકિતભાવે ભેટજો, રૂડા રૂક્ષ્મણી નાથ, છું બિહારી.

અંબરીષ— ૨૨

મન ભ્રમરારે હૃદય કમળ તુજ પાસ;
પ્રિતે રસ પીનેરે તજપર આશ. મન.

ભિતર જો ભોળા મધુવન ખિલ્યું;
સદા રંગિલી કોયલ બોલે શ્વાસો શ્વાસ, મન૦
આમૃવૃક્ષ છોડી, આક પર મોહે,
નહીં મધુરી મનવા, મળશે વાસ, સુવાસ. મન૦

**કમળા**— ૨૩

ભેટયા ભાવથીરે મારા પ્રેમી ભરથાર
ગણું આજથીરે મારો ધન્ય અવતાર,
જનશું તરિને સાગર ભવ પાર —(હવે) ૨

**અંબરીષ**—મોહની મુરત તારી સુશિલ સૂરતનાં
શું રે કરૂં વખાણ વારંવાર (૨)

**દાસીઓ**—વાહ વાહ
ઇંદ્ર ઇંદ્રાણી સમ જોડું જુઓ શોભતું,
મંડળ દેવોનું આશિશ દેવા થોભતું;
રસિક સંગે રમણી રે એકતાર થઇ (૨)
સાગર સુખમાં રે ઝીલે પ્રેમી નરનાર.

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક ૨ જો.

નારદ— ૨૪

વૈષ્ણવ પ્રાણ થકી મને પ્યારા.
વ્હેતી હૃદયમાં હરિ રસ ધારા રે. વૈષ્ણવ૦
કમળાના કોડ સંપૂર્ણ કર્યાં
થઇ, ઇચ્છીત વરની દારા.
સંસારમાં સરસાઈ કરાવી,
આપું, વૈકુંઠમાં ઉતારા રે. વૈષ્ણવ૦
પ્રપંચના પૂતળાં-મલંગ સુકેશી,
ભુંડપના બાંધો ભારા
હરિ જન સંતને દુઃખ દઇ શીદ,
વાવો દુઃખ બીજ ક્યારા રે. વૈષ્ણવ૦
ઘંટાનો ઘાટ પણ ઠીક ઘડાયો,
શારદ મિત્ર બહુ સારા.
પરાણે પ્રિત પ્રભુપર ઉપજાવે,
વિરલા સંત કોઇ ન્યારા રે. વૈષ્ણવ૦

સુકેશી— ૨૫

રચિ છે મેં યુક્તિ એવી જશું ફાવી દાવ ઘાવથી.
એક ઘાએ પંખી બે ઠાર કરૂં જઇ હાવ ભાવથી,
ધન્ય ધન્ય તું સલુણી નાર
અનહદ છે તમારો પ્યાર. રચી૦

ઝટ પટ જઇને સિદ્ધ મનાવું તુરત માથું લાવું,
કમળા કને જઇ પછી બતાવું રંગ ભંગ કરી આવું ધન્ય૦

કમળા— ૨૬

હસિ હસિ બોલે બાળા નવિન નવિન કરે ચાળા
એક વાર લઉં છાની બચી તુંને વ્હાલા. હસિ૦
ઉછળે છે ઉમળકે છલંગ ભરી શિદ કાલા,
લે પ્રિતે પકડી લે કર પયપાન તું વ્હાલા. એક વાર૦
મુખ કમળને જોઇ તમ મન અતિ હરખાયાં,
જન પોઢી બાલુડા શરદ પુનમના જાયા. એક વાર૦

અંબરીષ— ૨૭

પ્રેમ વશ થઇને જીવન તજી જામા,
જીવન તજી જામાં ગમન કરી જામાં. પ્રેમ વશ૦
તારી પરખ મેં ન કરી સાચી સતિ તું સુંદરી,
જો હોત ખબર આવી, તો ન રાખત દુર પરી.

સાહસ કરી ન જા મુજ જીવ જાય તો જાયે,
એક વાર હુંથી બોલી, ભલે જાય તો જાયે.
તારી પાછળ હું ભવમાં ભટકું એ તને મને,
કેમ શોભે હે શ્યામા શોભે હે શ્યામા.
રહો રમણી રામા. પ્રેમ વશ૦

અંબરીષ— ૨૮

હે કૃષ્ણ મુરારી આશ્રય સાચોરે પ્રભુ આપનો
પ્રાણ તજીને ચાલી પ્રેમદા પડી પ્રેમને પાશ.
જગપતિ જીવન અર્પો આને માગું આણી વિશ્વાસરે—હે કૃષ્ણ.
પરોક્ષ રહી નરહરી નિત કરતા નિજ સેવકની સ્હાય
પ્રત્યક્ષ થાતાં શીદ શરમાઓ, નહિ મોટપ પ્રભુ જાયરે—હે કૃષ્ણ.

કમળા—હે શ્યામ સલુણા સમ્બંધ સ્વરૂપે સાચો આપનો
સુક્ષ્મ મનરૂપ શરીર આ મારૂં તન સબ વત છે ત્યાંય
આત્મા અખંડિત આપણ બેઉનો કહો કેનો શોક કરાયરે. હે શ્યામ.

અંબરીષ—

કરશું ગોરી જ્ઞાન ગોઠડી તજી સંસારી સ્નેહ
ભાવે ભકિત ભેળાં કરીને થાશું સંગ વિદેહ રે. હે કૃષ્ણ.

કૃષ્ણ—

ભકત શિરોમણી પડઘો પાડયોરે પ્રેમી છાપનો

સાચો પ્રેમ ત્યાં નેમ નથી કાંઇ દઉં છું દીવ્ય હું દેહ
પ્રારબ્ધ કર્મ પણ પડતાં મ્હેલું જ્યાં શરણાંગતને છેહરે.
હે ભકત.

કમળા—
અંબરીષ— } જેવું ઘટે ત્યાં તેવું ધરતા આપ અનુપમ રૂપ
સદા સમીપ રહેજો શ્રીહરિ નહી થવા દઉં અરૂપરે--હે કૃષ્ણ.

દુર્વાસા— ૨૯

ધડક ધડક ઉછળે ઉર મારૂં
ભકિતનું ખંડન કરૂં હું નિકંદન
એ ગમારનો શું ભાર—કરૂં ખુવાર.
અહંપદ મદ ઉતારૂં ધડક.
તજે ન જોએ ભકિત ફંદ
ધિક ધિક મુજ તપ પ્રબંધ
મારૂં અગર મરૂં પણ ન હારૂં. ધડક.

અંબરીષ— ૩૦

અંતર આરામ કરો હે મનવા,
જોતાં નથી રામ પરો, એજી કાંઇ જોતાં નથી રામ પરો.. મનવા.
સ્થિરતા વિના સુખ મળવું નથી--સ્થિરતા વિના હાં સુખ મળવું નથી,
શોધો સુખનો ઝરો--હૃદયમાં શોધો સુખનો ઝરો. હે મનવા.
ઇશ્વર સ્મરણે અળગો થાતો, ઇશ્વર સ્મરણે હાં અળગો થાતો.
ઇંદ્રીયો દશનો બરો અવળો ઇંદ્રીયો દશનો બરો. હે મનવા.

અપ્સરાઓ—　　　　３૧

ભૂલીને ભાન સાન, બેઠા ધરીશું ધ્યાન;
મુકી દીઓને માન, કરો પ્રીતિનું પાન.
સુંદર સુધા સમાન ( ૨ ) ભૂલીને.
સ્વર્ગનું સુખ છે સુંદરીના સંગમાં; ( ૨ )
જુઓ અનંગ, પીડે માતંગ.
સંતનો સંગ ઇચ્છે આ અંગ;
લાગ્યું છે લાગ્યું છે વ્હાલા તમારૂં આ તરૂણીને તાન. મુકી.

અંબરીષ—　　　　૩૨

મારો વ્હાલો આવ્યો વેશ ધારી,
કેવો નાચે નટવર ગિરધારી.
શ્યામ સુંદર સ્વરૂપ નિહાળું,
દિસે કોટી સૂર્ય પ્રભાવાળું.
વ્હાલા તિરછાં તાણો છો નેણ જ્યારે,
વિરહ વેદના સમે છે મન મારે.
લીધા અનેક અવતાર પર હીતે,
ધર્યું મોહની સ્વરૂપ આજ પ્રિતે.

કમળા—　　　　૩૩

એ તો મૂર્તિ મોહન છે મોહન છે—મોહન છે જી,

નિત્ય જે જપિએ તે હરિઆ. એ તો૦
કમળ—નયન શેષ શયન કૃપાવંત
અનગળ પૂન્યથી મળીયા. એ તો૦

**અંબરીષ**— ૩૪

પ્રિયા માનું તારો ઉપકાર, હૈયાહાર પ્રીય નાર
તેં આ વાર શિળ રાખ્યું જતું જે સર્વાધાર--
શિળ જતાં સત્ય ધર્મ રિસાયાં
ભક્તિ દેવી સત્ય વિણ તજાયાં
વિના ભક્તિ કિરતાર કોપાયા
ધન્ય છે શિયળ આહાહાહા--પ્રીયા.

**મલંગ**— ૩૫

મેં હવે કેદાર કંકણ પ્હેર્યું રે ભક્તિનો ભોગી,
રાજના તાજની મારે નવ જોઇએ ઉપાધી,
મુક્તિ મંદીરમાં હરી ભજવારે. ભક્તિ૦
કંચનને કામની મારે નથી કામનારે
મોહ માયા એહો તજવારે. ભક્તિ૦

**ભક્ત મંડળ**— ૩૬

મન મંદિરીએ મ્હાલો મોહનજી મન મંદિરીએ મ્હાલોરે;
ધોઇ ધોવાઇને ધોળું થયું છે, ચિદ્દ્ઘનજી ચટ ચાલોરે.
વિધી નિષેધની રીતી ન જાણું, હું તો કીંકર છું કાલોરે.
મન મંદિરીએ
ભિતરની ભાવના ભાળો ભૂધરજી, પિધો મેં પ્રેમરસ પ્યાલોરે
સર્વ સૂખના મહોદધી, સભર ભર્યાં છો આપ;
હેતે હરિ હરિ જન તણાં, હરો ત્રિવીધી તાપ.
વ્હાલી નથી વાતને વ્હાલી નથી જાત
મને વિશ્વંભર તું વ્હાલોરે,
તારી કૃપાથી તરવું છે કૃષ્ણજી
તજીને ઠાઠ માઠ ઠાલોરે. મન મંદિરીએ.

**સુકેશી**— ૩૭

લીલા વનની મૃગલી તરસી, પીવા મૃગ જળ દોડી;
આશા ભરી મરી ખાર ભૂમિમાં તન તાપમાં છોડી.
નાથ નાવડું અધવચ ભાંગ્યું, દુઃખ દરિ ી.
હાય પતિ જતાં ગતિ શી મારી, ।




**બીજો અંક સમાપ્ત.**

# અંક ૩ જો.

૩૮

**મલંગ—**

હું દુઃખી અતિ થયોરે, થઇ અવગતિ હાયરે થાય,
લાયરે મનમાં હે મારા આ શીરે વિપત્તિ;
સુકેશીને સુખી હું ન જોઇ શકું,
આગ દઇ હમણાં એને હું કરૂં ભસ્મતી. હું દુઃખી.

૩૯

**અંબરીષ—**

શું કહું સ્યામરે (૨) વ્હાલા તું દયાળુ પુર્ણ કામ છે. શું કહું.
સુકેશી સળગી જાશે, જગમાં તુજ હાંસી થાશે;
અમ્બરીષનો ક્યાં ભગવાન છે. શું કહું.
મંજારી બાળ ઉગાર્યાં પાણીમાં પથ્થર તાર્યાં,
હરિજન દુઃખ હરવા તારૂં કામ છે. શું કહું.
અગ્નિમાં સત્તા તારી, મહેનત શું થાતાં વારી,
જળ સ્થળ એ સઘળું તારૂં ધામ છે. શું કહું.

**મલંગ—** ૪૦

ગતિ મળી છે મુજને પીત્રિ લોકે પ્રયાણુ કરવાની,
તાર્યોં છે તેં વીરા હીરા રૂપ તું ખરો ભક્ત જ્ઞાની.

૪૧

**ચીમન—**

ચાલ ચાલરે મારા ભસ ભસીયા,
તારી ઠમકતી ચાલ મને બહુ ગમતી;
વાંકી પૂંછડી નથી સીધી વળતી. ચાલ.
તારો કઠોર બોલ તારો ત્રાંબિઆનો તોલ.
તૂ તૂ તૂ તૂ કોલ આપરે વ્હાલા વસ વસિયા. ચાલ.

૪૨

**કમળા અને સખીયો—**

તનમનની શુદ્ધિ કરનારી—એકાદશી—મન કસી,
ઉપવાસી—જે રહે નરનાર.
થાય નિરોગીને ઉપજતા સરલ વિચાર—તન.
શરીર સુઘડ શુદ્ધ જળ વડે કરીએ.
દેવગુરૂ પુજ્ય પાય શિર ધરીએ.
વાણી વિચારી મુખે સાચી ઉચ્ચરીએ.
જે પ્રિય હિત સૌનું કરનાર— તન.

.ગયે વાળિએ મન વિકાર
ોએ—કરીએ ફળાહાર
ળતા આવે.
ફુરતી લાવે.
ખ ઉપજાવે.
ા ત દી અન્ન જમનાર— તન.

બરીષ— ૪૩

સહાય કરજો મુનિ કેરી છે મુજ મિત્ર નથી કાંઇ વેરી.
સુદર્શન બાઝે—મુનિ તન દાઝે—દયાળુ કરો મા દ્રષ્ટી ઝેરી
હાય આ કરણી કેવી મારી અતિથી લીધા દુઃખમાં ઘેરી.

બરીષ— ૪૪

દર્શન દીધાં ગિરધારીરે,
રાખ્યું બિરદ બિહારી;
કૃપા કટાક્ષે મારૂં મનડું વિંધાણું વ્હાલા,
તનડું ભીંજાણું પ્રેમ વારીરે

સર્વ પાત્ર— ૪૫

પ્રેમ ભક્તિ સર્વ શક્તિ અર્પે
સકળ સુખના એ છે ફળ, જ
થાય ઉંચ ગતિ, ભેટે જગપ
શમદમ યમ નિયમ વિણ જે
ભકત જનનો કરે દ્વેષ ધરે જે જન ક્રોધા
વેશ, પામે વિપત્તિ—પ્રેમ.

